# પ્રાણીઓ ઉપર ગુ-
# જરતું ઘાતકીપણું.

## એક હૃદયભેદક દશ્ય.

લખનાર

કાશિરામ ભાસ્કર ઓઝા-પ્રેમી.

વાંચી વિચારો હૃદયમાં, મૂક પ્રાણી પોકાર,
જીવ સાટે દુખ કાપવા, પ્રેમી, બનો તૈયાર

પ્રકાશક

મોહનલાલ મગનભાઇ ઝવેરી.

ઓન. સેક્રેટરી,

શ્રી દયાપ્રચારિણી મહાસભા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સને ૧૯૨૩

જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા વાડીલાલ
નાથાલાલે છાપ્યું. રીચીરોડ—અમદાવાદ

અમૂલ્ય

# પ્રસ્તાવના.

પોતાની સૌજન્યતાઓ, ધાર્મિકતાઓ, વ્યવહારિકતાઓ, ઉદારતાઓ, સરળતાઓ, સમભાવિકતાઓ જગતને આકર્ષી રહેલ પવિત્ર હિંદ ભૂમિમાં - આજે હિંસા વૃત્તિનો અવધિ પ્રવર્તી રહેલ છે તેની કોણ ના કહી શકશે? ઉચ્ચ કોટીના બ્રાહ્મણ, વણિકો મહા યાગાદિક નિમિત્તે, સર્વ પ્રાણીનું રક્ષણ કરવાને સરજાયેલા ક્ષત્રી પુત્રો નવરાત્રી, દશેરા વિગેરે પવિત્ર તહેવારોમાં માતાના ભોગ નિમિત્તે-ઘણાઓ ભોજન નિમિત્તે, ક્ષુદ્રાદિક મનુષ્યો વરેપણી તેમજ ખોરાકને માટે અને મુસલમાનો બકરી ઈદ જેવા ધાર્મિક તહેવારો નિમિત્તે સેંકડો બકરાં, ઘેટાં, પાડા અને ગાયોના વધો કરે છે! પરદેશી લશ્કરના ઉદર પોષણાર્થે નિત્ય સેંકડો જીવોનું બલીદાન લેનારા કતલખાનાઓ ધમધોકાર ચાલી રહ્યા છે! મીલોમાં વણાતા કાપડ અને પરદેશથી આવતા કાપડમાં સેંકડો મણ ચરબી માટે સંખ્યાબંધ જીવો કપાય છે! ખાંડને ધોવાના-સફેદ બનાવવાના કામે લોહી અને હાડકાંઓના વપરાશ સારૂ મુંગા જીવોના જીવની કિંમત લેશ પણ ગણનામાં નથી ગણાતી! આવા હિંદ દેશની અધમતા, નિર્માલ્યતા, ગરિબાઈ દિન દિન વધતી જાય તેમાં શું નવાઈ?

પોતાને અનુકુળ નહિ એવા વિદેશીય વાતાવરણના અનુરાગમાં રસિકતામાં અને ક્ષુદ્ર વૈભવના મોહમાં જે દેશની પ્રજા હરકમેશ રચીપચી રહેલ માનતી હોય તે દેશના ઉદયની આશા કલ્પવી અસંભવિત છે!

હિંદુસ્થાનનો સનાતન ધર્મ અહિંસા ઉપર—પોતાનું ગૌરવ અને ગૌરવ જગતમાં જાળવી રહ્યો છે તેને અવિછિન્ન રાખવો હોય તો હિંદવાસીઓએ હિંસાથી દૂર રહી થતી હિંસા અટકાવવાને કટિબદ્ધ થવું જોઈશે

અમેરિકા જેવા દેશો પણ હિંસા અટકાવવાને અને પ્રાથમિક શાળાઓમાં શીખતાં બાળકોને અહિંસાની પાઠાવળીથી દયા ધર્મના સૂત્રને હૃદયમાં પોષવાની પ્રેરણા કરી રહ્યા છે ત્યારે હિંદ હજુ તે તરફ બેદરકાર છે! આવી સ્થિતિમાં હિંદનો ઉદ્ધાર થવો મુશ્કેલ છે!

તા ૨૨ થી ૨૭ મી અક્ટોબર સુધીના અઠવાડીઆમાં અમેરિકાના ન્યુયૉર્કમાં આંતર રાષ્ટ્રીય દયા વર્ધક કોન્ફરન્સની બેઠક મળવાની છે અને તેમાં હિંદે હરેક પ્રકારે ભાગ લેવા ત્યના દયા વર્ધક મંડળના પ્રમુખનું નિમંત્રણ છે. આથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે આ અને આવા બીજા પુસ્તકો હિંદમાં ખુબ પ્રચાર પામે વિદ્યાર્થીઓને શાળાઓ દ્વારા શિક્ષણ અપાય તો આશા છે કે હિંદમાં થતી હિંસા સહજે અટકાવી શકાય. પ્રેમી.

॥ શ્રી ૐ ॥

# પ્રાણીઓ ઉપર ગુજરતું ઘાતકીપણું

એક હૃદયભેદક દૃશ્ય.

ના:—

દોહરો.

વિશ્વભર કરી વંદના, વર્ણું પશુ પોકાર;
સ્વપ્ન થયું મુજ દૃશ્ય તે, હિંસ ઘાતક આચાર.

કવિ—

હરિગીત.

હતી સૃષ્ટિ આ શુન્યકાર રાત્રિના નિબિડ અંધકારમાં;
શુન્યકાર મુજ શયન હતું રહેણાકનાં આગારમાં;
શાંતિ બધે વ્યાપી હતી મુજ હૃદયમાં પણ એ હતી.
ઓચિંતું પડતાં દૃશ્ય સ્વપ્નની અતિ વિભ્રમ મતિ.

જાણે મળી હતી મેદની માનવ તણી ચોગાનમાં,
ઇસ્લામી, હિંદુ, પારસી, ખ્રીસ્તિ બધા એક તાનમાં,
સંગઠન મળ્યું એક જગતનું એ ભાસ ક્ષણ થાતો હતો,
હાથો મિલાવી હાથમાં જાતિય સમુહ ખુશી થતો.
આઝાદીને સ્વાતન્ત્ર્યતાનો પવન પૂર્ણપણે વહ્યો.
સુખ સંપત્તિમાં સ્વર્ગ સુખ આહ્લાદ તો વર્તિ રહ્યો;
ઉદ્‌ગાર કાઢે એક બીજા "દુઃખ તો નથી કોઇને,
ઇંદ્ર પણ બળી ઉઠશે આપણ બધાં સુખ જોઇને.
છે સ્વર્ગ સૃષ્ટિ સુખ નાનાવિધ ભોગવવા અહિં,
મન માનતા વૈભવ મળ્યા કઇએ અધિક એથી નહિં;
છે એજ ઇચ્છા આપણી ભૌકિતક વૈભવ ભોગવો,
જીવનતણુ છે શ્રેય એમા સમય એ શુભ શોધવો."
આનંદ તણા ઉન્માદમાં ગુલતાન સહુ કરતાં હતાં,
આવ્યાં ગરિબડાં રાંક પ્રાણી દુબળાં વપુ દીસતાં;
ઉપયોગી જે નિશદિન છે ઉતમ જીવન માનવ તણાં,
કંગાલ ભયભીત કંપતાં નહિં દુઃખની જાણે મણા,

દોહરો.

દૃષ્ટે પડતાં પ્રાણી આ, સ્તબ્ધ થયાં સહુ લોક;
આનંદ મસ્ત બન્યા હતાં, ત્યાં વ્યાપ્યો પુર શોક.

એક વ્યક્તિ——

પુછયુ ત્યાં એક વ્યક્તિએ, શું છે તમને દુઃખ;
સુખ સમયમાં ધારતાં, આ શુ તમો અસુખ ?

પ્રાણીઓ—

સવૈયા.

સુખ સાગરમાં આનંદ માનો પણ અમ દુઃખ નવ જાણો લેશ,
તમો સુખી કે સર્વ સુખી છે એ શું તમારો છે ઉદ્દેશ ?
તમ આશ્રિત અમ મુક પ્રાણી વળી તમ સુખનો અમપર આધાર
છતાં મોતની બીકે મરતાં શાંતિ હૃદયે નહિ લગાર !

કવિ—

દોહરો.

ક્ષણમાં વ્યાપી શાંતિ ત્યાં, સુણી દુઃખ દુઃખી ફરિયાદ;
વિસ્મય સહુ કોઇ બન્યાં, આ કેવો અપવાદ !
સભાપતિ ત્યાં ઉચર્યાં, કથન કરો એક એક;
શું દુઃખ, શો ભય છે અરે ! વિગતે નિઃશંક હરેક.
કહેવા સહુ પ્રાણી થયા, આતુર નિજ દુઃખ ત્યાંય;
શ્રવણ કરાવું સાંભળ્યું, મેં જે સ્વપ્નની માંય.

ગાય—

સવૈયા.

ઉપયોગી હું પ્રાણી સહુથી ઘી દુધ આપું તમને નિત,
જન્મ થકી તમ જીવન પોષું મા સમ આણી વ્હાલ ખચિત;
ખાઉં ઘાસ તૃણ હલકું તોયે અમૃતમય પય આપું છું,
નિર્બળ રોગી જનને અંતર બળ આરોગ્યજ સ્થાપું છું.
તેજ બનાવું બુદ્ધિ વળી હું અક્કલવિણ જે હો તેની,
વિચારશ્રેણી શુદ્ધ બનાવું સત્ય પંથવાળી એની;

આંગણીએ શોભું હું બાંધી મુજ સંતાનો સહ સુખરૂપ,
પવિત્ર માની પુજતાં મુજને ભાવિકો ગણી દેવી સ્વરૂપ.
મળમુત્રજ મમ મહત્વવાળાં નિત્ય કામમાં જે આવે,
મહા ઔષધિ શુદ્ધ બને છે વૈદ્ય દીસ નિશદિન ચહાવે;
શરીર બાહ્ય રોગોજ મિટાવે ઉપચારો કરતાં પ્રીતે,
દ્રવ્ય કરે સંપાદન કઇક સેવન કરતાં મુજ ચિત્તે.
સંતાનો મમ બલિષ્ટ સેવે વિધવિધ પેર કરી કામો,
ભાર ખેચતાં, ખેતી કરતાં સુખ જે રીત તમે પામો;
કામધેનુ હું ગણાઉં સાચી કલ્પતરૂ સમ પુરૂં કામ,
અભેદભાવે વરતાઉં હું મંગળ જ્યાં હોઉં ઠામો ઠામ.
છતાં દુઃખનો પાર મળે નહિં સુખની આશા નહિં લવલેશ,
મોતતણી તલવાર ઝઝુમે શિરપર મારાપર હમેશ;
રોજ હજારો કતલ થાતી કતલખાનામાં મુજ બેન,
ભયભીત એથી થરપગ રહેતી પડતું હૃદયે નવ કંઇ ચેન.
વાત સુણતાં મુજી ઉઠ રૂકું છું મુજ ભાગ્ય અનિષ્ટ,
બચાવનારા મુજ સંતાનો લોપ થયા શું અહા બલિષ્ટ !
ગોપાલક કહેવાય નૃપાલો શ્રીમંત પણ ગોપાલક છે,
ખેતીકારો ગોચર જુવે એજ હવે વિનાશક છે!
ગૃહસ્થને ઘેર શ્વાન પાલવે અંશ્વ પળાવે પ્રેમ થકી,
પણ મારા માટે નવ મળતી જગા બાંધવા હાય ! નકી;
સ્ત્રીઓ પણ ફેશનમાં ડુબી મુજ સેવા કરતાં લાજે,
બંધાવૈતરૂ લેખી મનથી ગપા મારવામાં રાજે.

દિન દિન મરતી નાજુકાઇ ને મોહકતામાં ભ્રષ્ટ બની,
ત્યાં મારો શો ભાવ પૂછાયે ? હરવું ફરવું બની ઠની;
રૂચે નવ કંઇ મહેનત કરવી નોકરપર છે જ્યાં નિભવું,
આધિ,વ્યાધિ ને ઉપાધિમાં જ્યાં હરપળ જીવન વ્યતિત કરવું.
પેટ પીડા થઇ નાણા ખૂટયાં બન્યા પુજારી નાણાંના,
રડવડતા નોકરીઓ માટે ઠેકાણા નવ ખાણાનાં;
વહુ–દિકરી વેચતા નવ લાજે તો વેચે નવ મુજને કેમ?
વિદેશીઓ માગ્યા મુલ આપે નિતે સાધવા સ્વાર્થિય નેમ.
વિદેશી લશ્કરને બહુ ભાવે નિર્મળ મારૂં માંસ અમૂલ,
કોટીપતિ બનતાં વ્યાપારે જીવન અમારૂ કરતાં ધૂળ;
હાડચામ, ચરબી, શોણિતનાં વિવિધ ઉપયોગો થાતા,
આંગ્લ, અમેરિકાદિ પ્રદેશે અમ વધખાતા વખણાતા.
રસી મુકવા નિર્બળ અશ્વો અમ લાખોના જીવ જતા,
હિમાલયપર ખાતુ ચાલે જબરજસ્ત ત્યાં મોત થતાં;
અમ બાળક બાળકીઓનાંપણ જીવ જોખમમાંહે નિશદિન,
ગોવધ કરવા ઇસ્લામીઓ થતા ઇદપર અતિ આફ્રિન.
કર્મ કથા મુજ કહું કેટલી ? કળીકાળની આ કથના,
મુજરક્ષામાં જીવન અર્પતાં એ વીર નથી જણતી જનની !
તમો સુખ વૈભવમાં રાચો ત્યાં શી અમ જીવન દરકાર ?
દયા ધર્મનો લોપ થયો જ્યાં સ્વાર્થમયી ચાલ્યો સંસાર !
પણ છેવટમાં કહું એટલું અમપર તમ જીવન આધાર,
જો નહિં રક્ષણ કરો અમારૂં તો તમ વાગી જશે બાર !

ભલે ઉપલક વૈભવમાં માણો પણ આખર છે ભુંડા હાલ !
શ્રેય ચહો જો તમે તમારૂં તો અમ અટકાવો બેહાલ.

દોહરો.

જે સાધો અમ મોતથી, અર્થ લાભ મહિમાંય;
અમ જીવને તેથી અધિક, નિશ્ચય લાભ સધાય.
વ્યવહારે વિચારશો, હણતાં જીવન હણાય;
પોષો અમને પ્રેમથી, તમ જીવન પોષાય.

કવિ— સોરઠો.

પડી પૃથ્વી ત્યાં ગાય, બોલી, હૃદય વેરશથી;
કહે નિજ બળદ કથાય, આગળ આવી નિતકની;

બળદ— મારૂ.

ઉપયોગી હું છું કેવું પ્રાણી, તમથી વાત નથી એ અજાણી;
રાત દિવસ ખેતી કરૂં છું, ટાઢ, તાપ, વર્ષામાં ફરૂં છું.
ભાર ખેંચી વ્યાપાર વધારૂં, સોંપો કામ ગમે તે ન હારૂં;
ઘણો વ્યવહાર મુજથી ચાલે, કહું જગત તો મુજપર મ્હાલે.
તોયે દુઃખ નિહ'જ્યા ન જાય, દગલાહેઠ અમ મોત જણાય.
નિત્ય ખાઉં ધણીનો હું માર, ખાસો ઉપકારપર અપકાર!
રીતે ખાસી કરે છે અમારી, વળી કત્લ પણ થાય છે ભારી!
ગાડે ભાર અધિક ભરે છે, આર ભોંકી પરોણો ફરે છે;
આથી વહેલો નાલાયક થાઉં, વેચાઇ ખાટકી હાથ મરાઉં.
દયાનું નામ ન મળે જરાયે, ત્યાં હા ! દુઃખ રડયે શું થાયે?
પણ જો ઇચ્છિત સુખ તમ ચાહો, અમ રક્ષણની લેજો રાહો

કવિ—— દોહરો.

આવ્યું ત્યાં બેં બેં કરી, બકરૂં ગરિબ બહાર;
રહ્યું સ્થુલ જેનું થરથરી, વરણે દુઃખ વિસ્તાર.

બકરૂ—— ગઝલ.

ગરિબડું પ્રાણી હું તોયે, નથી શાંતિ હૃદય કયાંહીં ?
જીવુ છુ મોતની આશે, કતલ થાતુ જહીં ત્યાંહીં !
ન કરતુ કોઇને ઇજા, ડરીને ચાલનારૂ હું;
છતાં સહુ ઘાતકી મારા, કહુ કથની અરેરે શું ?
હિંદુ જે ધર્મનાં ઘેલાં, બન્યાં અંધ ધર્મનાં નામે;
ચડાવે દેવ દેવીને, અમારો ભોગ શા કામે ?
નથી કોઇ શાસ્ત્ર એ કહેતાં, નથી દેવ દેવીઓ ભુખ્યાં !
છતાં અમ મોતનેમાટે, દયાળુ (!) હિંદુઓ રૂઠયા !!!
અરે નવરાત્રી જ્યાં આવે, અમોને ત્રાસ ત્યાં પેસે !
ખરેખર શોધી શોધીને, અમારો ભોગ તો દેશે !
હઉ શુ દોષ ઇસ્લામી ? ઝનુની કોમ કમ જ્ઞાની !
હણે જે પ્રીતથી અમને, કહ્યું મઝહબમાં માની !
અમારો પ્રાણ નીકળે છે, અરે ઇદ આવતી જ્યારે;
ઇદ, નવરાત્રી બે સરખાં, વળે અમ પ્રાણ તો ત્યારે !!!
ઘણા અમ માંસને ઇચ્છે, અરે ! ભોજન મહીં નિત્યે;
કહે છે ભક્ષ એ અમ છે, પુરાણી ચાલતી રીત્યે.
મુકી પૈષ્ટિક અન્ન, મેવા, નિરોગી કુદરતી ખોરાક;
વનસ્પતિ ત્યાગીને કિમહા, મલિન અમ માંસ માને પાક

દયા અમ રાંકની ના છે, હૃદયમાં લેશ જેને હા !
કહો ? ફરિયાદ શી કરવી, દુઃખી અમ અંતરોની આ ?
અરિઅને જ્યાં સબળ હણતાં, નિરાશ્રિતને હણે આશ્રિત!
દશા ત્યાં શી અમારી છે ? વિચારીને જુઓ તમ ચિત.
અમે તો ઇચ્છિએ એવું, ન મારો અમ અરિઓને,
તમારૂં શ્રેય ઇશ કરશે, તજો ધાર્મિક ધતિંગોને !

કવિ— દોહરો.

મહિષ ત્યાં આગળ પડ્યો, કહેવાને નિજ દુઃખ;
શૃંગ વાંકા સોહામણા, શરીર હતું રૂષ્ટ પુષ્ટ.

મહિષ— ઉપજાતિ.

થાશો ન ખુશી મુજ સ્થુલ જોઇ,
હસો ન દુઃખો કહુ તેથી કોઇ;
છે કાળ મારા શૂરવીર હિંદુ,
છવાય હરરેમુજ રક્ત બિંદુ !
મારી વિજેતા મુજને ગણાતા !
ઘા એકથી કાપી શૂરા મનાતાં !
જે શત્રુ જોતાં સમિપે ન જાયે !
નાસી છૂટે તુર્ત બીજી દિશાયે !
દે દેવ દૈવી વળી ભોગ મારો,
આધાર છે ક્યાં કહોને અમારો ?
જ્યાં ધર્મ આનેજ જીરા અપાયે !
ત્યાં શી ગુણુની ગણના ગણાયે ?

૧૮૨૯



કવિ— **દોહરો.**

સુંદર સ્વરૂપ શોભિત, હરણ કહે ત્યાં આવીને;
મૃદુ સ્વર, દિલ કંપિત, કથા દીલ પીગળાવતી.

હરણ— **સવૈયા.**

નાજુક ને હું સુંદર પ્રાણી વનવાસી કહેવાઉં છું,
પ્રેક્ષક જનની હૃદય ભાવના જોતાં હું લલચાઉં છું;
નથી હિંસક હું સાલસ મનનું ગેલ કરૂં સહુની સંગે,
તોય શિકારી શિકાર કરતાં શિકાર શોખે ઉછરંગે,
ખાવાને મુજ માંસ અધિરા રાજવંશીઓ ન્યાયપતિ,
ન્યાય કરે ન્યાયાસનપરથી છે મુજપર શા ક્રૂરમતિ !
ચર્મતણાં શોખીન પણ હૃદયે લેશ દયા નવ દાખવતા !
સહેલ કરે એતો જાણે પણ મુજ દીલ હરપળ કંપતા!
ન્યાય આપનારા જ્યાં હણતાં ત્યાં કોણ પાસે માગું ન્યાય?
કોણ બેલી મુજ ગરિબના થઈ દૂર કરે આવો અન્યાય ? !

કવિ— **સોરઠો.**

કુતરૂં કહે છે વાત, ન્યાય આપજો મુજને;
હું ઉપયોગી જાત, છતાં મારતાં ક્રૂર થઇ.

કુતરૂં— **મનહર.**

શ્વાન હું માલીકનું કરૂં રખેવાળી વળી,
જાણે વિશ્વ ખ્યાતું ખરેખરૂં દાસ છે;
એવા કરમોમાં શુરૂ હુકમ ઉઠાવી નીત,
મુંગું તોય જાણે બળવાન શ્વાસથી પાસ છે.

હળીમળી ચાલું બાળ બચ્ચાંઓની સંગ હું તો,
રમાડું, રીઝવું જાણે કુટુંબીમાં ખાસ છે;
છતાં મુજ લોહીતણાં તરસ્યાં સાહેબ લોકો,
ચાલતામાં ગોળી છોડી મારે એ તો ત્રાસ છે !

સિંહ, વાઘ, વરૂ, ચિત્તા વિગેરે—

વન વગડાનાં અમે નિવાસી અબોલ પ્રાણી,
ગીરી કંદરાની ગુફા નિત્ય અમ ધામ છે;
મનુષ્યથી દૂર રહી સાધીએ સમાધી પડયા,
તોય ના કદીય દીલ શાંતિ કે આરામ છે;
હિંસક ને ક્રૂર અમે ઘાતકી ગણાતા છતાં,
ક્ષુધા વિણ કોને કદિ મારવું હરામ છે;
તોય જંપવા ન દેતાં શિકારના શોખિનો તો,
દયા-ધર્મ દૂર કરી હણવાનું કામ છે;

દોહરો.

અશ્વ—ખેંચું ગાડી, મુસાફરી, કરૂં, માલીક કરી સ્વાર;
અતિ ઉપયોગી રણમહીં, મરાઉં તોપણ ઠાર!

ઉંટ— વિકટ મુસાફરી હું કરૂં, ખેંચું બોજ અપાર;
તોપણ જળ કાજે મરૂં, દયા ન દીલ લગાર !

હાથી—મોટું ને બળવાન હું, પ્રાણી શોભિત રાજ;
છતાં શિકારે, યુદ્ધમાં, સુણે ન કોઇ અવાજ.

સસલાદિ અન્ય પ્રાણીઓ—દોહરો.

જીવન અમારાં તમપરે, દયા દાખવવા જોગ;
શિકાર જેવા શોખમાં, લ્યો છો શીદ અમ ભોગ !!

કવિ—પશુ થાકયા દુઃખ રડી રડી, પક્ષી દહુ છે કથાય;
અમ જીવન તમ રમ્મતમા, કિમતી નવ લેખાય !

એક વ્યક્તિ—

કહો, તમે વળી શું કહો ? સાંભળવા આતુર;
ફિટાડવા દુઃખ તમતણું, ઉપાય કરશું પુર.

પક્ષીઓ— કવ્વાલી–ગઝલ.

અમે પક્ષી ગગનગામી, સદા રહીએ પ્રણય જામી;
વિચરીએ દુઃખ સહુ વામી, છતા તમ ગોળીનો ભય છે !
વળી વન વૃક્ષના વાસી, હૃદય અમ નિત્ય ઉલ્લાસી;
તમો હરીએજ ઉદાસી, છતાં તમ ગોળીનો ભય છે !
ગણાઓ માનવી શાણા, દયા પ્રતિપાળ લેખાણા;
ગવાએ સ્વર્ગમાં ગાણા, છતાં તમ ગોળીનો ભય છે !
જીવન પરકાજ દેનારા, સ્વધર્મો માટ મરનારા.
શમ, દમ, તપ ધરનારા, છતાં તમ ગોળીનો ભય છે !
અમોને પાળતા પ્રીતે, શ્રીમંતની શોભતી રીતે;
દીસો ઉદાર અતિ ચિત્તે, છતાં તમ ગોળીનો ભય છે !
તમારે દીલ છે રમતો, શિકારી ખેલની ગમતો;
જતુ અમ નષ્ટ જીવન તો, ખરે એ ગોળીનો ભય છે !

જળચર પ્રાણી— દોહરો.

મચ્છ આદિ આવી કહે, શો છે કેમ અમ વાંક ?
જાળ નાખી શિદને હણો, છીએ પ્રાણી અમ રાંક !
મેવા, અન્ન વિધવિધ અહા, વનસ્પતિજ આહાર !.
તજી રાચો અમ ભક્ષણે, ક્યાં કરીએ પોકાર ?

જીવ જંતુઓ—

મંકોડા, માંકડ, મચ્છર, કીડી, ઉંદર, શેતુર;
નાનાવિધ જંતુ ઘણા, હણાય નિત્ય જરૂર.
અમ મોતે તમને નથી, થતો ફાયદો લેશ;
બેદરકારી તમ તણી, હણે અમ જીવન બેશ !.

કવિ—મુક મુખે ઉભા રહ્યા, આતુર થઈ સહુ જીવ !
ઉપાય શો રક્ષણ તણો, લે છે સભા અતીવ;
સભાપતિ ત્યાં બોલીઆ, ગદ્‌ગદ્ કંઠે વાણ;
“ભયભીત છો અમથી તમે, થતું દુઃખ એ જાણ.
તમ રક્ષણ કરવું ખરે ! છે અમ માનવી શીર;
ધર્મ, કર્મ પણ એ કહે, હવે બનો ન અધીર.
ઉપાય બનતાં યોજશું, પામો શાંતિ–સુખ.
નિજ સ્થાનક જાઓ બધા, દૂર કરશું તમ દુઃખ.”
ચક્ષુ પણ મુજ ઉઘડી, સ્વપ્ન થયું ત્યાં દૂર;
કંપ્યુ સ્થુલ, ભેદયુ હૃદય, ચાલ્યા અશ્રુ પુર.
નીકળ્યો ત્યાં ઉદ્‌ગાર એ. [illegible] ના જુલ્મ ગણાય;
માનવનાં ક્રુર કર્મથી, આશ્રિત જીવ હણાય !

## ગઝલ.

અરે ! ઓ ! માનવી ! જગનાં, નથી શું મોત તુજને કે' ?
હણી શું નિર્બળાં પ્રાણી, મજામાં માણતો શું રે'!
વિભુની વિશ્વવાડીમાં, ફરે સૌ પ્રાણીઓ સુખે;
અરે ! ત્યાં માનવીથી શું, દુભે મુક પ્રાણીઓ દુઃખે ?!
દીધું જે જ્ઞાન, શ્રેષ્ઠત્વ, તને એ માટ શું દઇશે ?
નથી ના લેશ ડર દીલે, ભરાશે એ પ્રભુ રીશે !
ગઈ ક્યાં હા ફિલોસોફી ? દયા ગઇ ક્યાં અરે તારી ?
પ્રણય શુ નષ્ટતા પામ્યો ? -હૃદય પત્થર બન્યું ભારી !
જીવાત્મા સર્વ છે સરખાં, સુખો, દુઃખોય સમ ભાવી;
ક્ષુદ્ર જગ વૈભવો માટે, રહ્યો શુ કેર વરતાવી ? !
તમારા કૃત્યનો બદલો, તમારે આપવો પડશે !
અમાનુષીપણું તમને, ખરેખર આખરે નડશે !
બને કોઇ રંક ને રાયા, વળી કોઇ શેઠ કે નોકર;
ગતિ એ કર્મની ન્યારી, શકે ના મારી કો ઠોકર !
વિચારો જન્મ ને મરવું, નથી કોઇ હાથમાં બાજી;
શુભાશુભ કર્મનાં ફળ છે, ચુકાવે ન્યાય કો કાજી !
કરો દૂર ચર્મ ચક્ષુઓ, મરો ના મોહમાં મોહી !
બનો ના કોઇ પ્રાણીનાં, -હૃદયમાં લેશ પણ દ્રોહી !
ભલુ જો ચાહતા હો તો, ખરે જો આપનું આપજ !
ન લેશો કોઇને મારી, અરે કો દીલનાં શ્રાપજ !

સિદ્ધાંતો ધર્મ, વ્યવહારી, ખરો એ માર્ગ સુચવે છે,
હણે જે કોઇને તે તો, પોતાની જાત હણવે છે !
પ્રભુએ બક્ષિસો આપી, અધિક જે જ્ઞાનની તમને;
બચાવી રાંકડા પ્રાણી, દીપાવો એ કહે અમને.

અનુષ્ટુપ.

નહિં મારો ન મારો કો, મુગા ગરિબ પ્રાણી એ;
નિરાશ્રિતા, નિરાધારા, જીવે જે તમો પરે.
બચાવો એ, બચાવો એ, પ્રભુનાં દિવ્ય બાલુડાં !
પ્રેમી, પ્રભુત્વ છે એમાં, અર્પ્યું પ્રભુ એજ હા !

